

શ્રી

# સટીક હનુમાન ચાલીસા

તથા

# શ્રી સૂર્ય પ્રાર્થના

પુરુષોતમ પરબ્રહ્મ નારાયણ, રામ કૃષ્ણ ગોવીંદા;
શ્વાસોશ્વાસે સ્મર્ણ કરતાં, હરી મીટ ભવફંદા.

પ્રકાશકઃ—અંબાલાલ બાપાલાલ મહાદેવીઆ.
ઠે૦ શ્રી સુરત કોટન મીલ નવાબની વાડી–સુરત.

મુદ્રક—શા. મુલચંદ કસનદાસ કાપડિયા.
મુદ્રણાલય—"જૈન વિજય" પ્રી. પ્રેસ, ખપાટીયા ચકલા–સુરત.

પ્ર. શ્રાવણ વદ ૦)) મૂલ્ય સદુપયોગ. સં. ૧૯૯૫.

॥ શ્રીરમાપતયે નમઃ ॥

# શ્રીરામચંદ્રજીની સ્તુતિ.

( હરિગીત છંદ )

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન, હરણ ભવભય દારૂણં,
નવકંજ લોચન કંજ મુખ, પદકંજ કર કંજારૂણં;
કંદર્પ અગણિત અમિત છબી, નવનીલ નીરદ સુંદિરં,
પટપીત માનહુ તડીત રૂચી શુચિ, નૌમિ જનક સુતાવરં.
શિર કીરીટ કુંડલ તીલક ચારૂ, ઉદાર અંગ વીભૂષણં,
આજાનુભુજ શર ચાપ ધર, સંગ્રામ જીત ખર દૂષણં;
ભજ દીનબંધુ દીનેશ દાનવ, દલન દુષ્ટ નીકંદનં,
રઘુનંદ આનંદ કંદ, કૌશલ ચંદ દશરથ નંદનં.
ઇતિ વદત તુલસીદાસ શંકર, શેષ મુની મનરંજનં,
મમ હૃદયકુંજ નિવાસ કરૂં, કામાદિ ખલદલ ગંજનં.

અર્થ:—હે મન! જન્મમરણ રૂપી દુઃખના ભયને હરવાવાળા શ્રીરામચંદ્રજીને ભજી લે.

જેમનાં દીવ્ય લોચન, મંદ મંદ હાસ્ય કરતું દીવ્ય મુખ, જેના કોમળ કર તથા ચર્ણો છે.

અનેક કામદેવોને પણ લજીત કરે તેવી જેમની દીવ્ય કાન્તિ છે, જેણે પીળું પીત્તામ્બર પહેરેલું છે, તે વીજળી સમાન ચળકી રહેલું છે. જે જનક રાજાનાં પુત્રી શ્રી સીતાજીને વરેલા છે.

જેના માથે મુકુટ તથા કાનોમાં કુંડલ, ભાલમાં તીલક, અંગે આભુષણો ધરેલાં છે—એવા ઉદાર શ્રીરામચંદ્રજીને હે મન! તું ભજી લે.

જંઘા સુધી લાંબી ભુજાવાળા ધનુષ–બાણ ધારણ કરવાવાળા, ખરદૂષણનો નાશ કરવાવાળા, દીનબંધુ રૂપી સૂર્યને ભજી લે.

રાક્ષસોનો નાશ કરી સાધુજનોનું પાલન કરવાવાળા શ્રીરઘુનાથજી આનંદના સાગર, અયોધ્યાના રાજા, દશરથના પુત્ર શ્રીરામચંદ્રજીને હે મન! તું ભજી લે.

શ્રીતુલસીદાસજી કહે છે, કે મહાદેવજી તથા મુનીયોના મનને આનંદ આપવાવાળા એવા હે રામચંદ્રજી! મારા હૃદયમાં સદાકાળ નિવાસ કરી કામ ક્રોધાદિક ખળોનો નાશ કરો.

## હનુમાનની સ્તુતિ.

વન્દોં પવન કુમાર, ખલપન પાવક જ્ઞાન ઘન;
જાસુ હૃદય આગાર, બસહીં રામ સર ચાપ ધર.

અર્થ:– પવનપુત્ર એવા શ્રી હનુમાનજીની પ્રથમ હું વંદના કરૂં છું. તે કેવા છે કે, ખળ મનનો નાશ કરવાને અગ્નિરૂપ છે તથા જ્ઞાનના મેઘ સમાન છે. જેના હૃદયમાં સદા રામચંદ્રજી ધનુષ બાણ ધારી બીરાજી રહેલા છે.

બુદ્ધિહીન તનુ જાનીકે, સુમીરૌં પવન કુમાર;
બળબુદ્ધિ વિદ્યા દેહુ મોહી, હરહુ કલેશ વિકાર.

અર્થ:—તુલસીદાસજી મહારાજ પોતાને કે છે, કે હું બુદ્ધિહીન છું માટે હે પવનપુત્ર! તમો બળબુદ્ધિ વિદ્યા આપી કલેશરૂપી વિકારોને મટાડી દો.

## હનુમાના ચાલીસા.

જય હનુમાન જ્ઞાન ગુણ સાગર,
જય કપીશ તીનું લોક ઉજાગર.

અર્થ:—હે જ્ઞાનના સાગર કપીરાજ, ત્રણે લોકોને જાણવાવાળા.

રામ દુત અતુલીત બલ ધામા,
અંજની પુત્ર પવનસુત નામા.

અર્થ:—રામના દુત ઘણા બળવાળા અંજનીના પુત્ર વાયુના સ્પર્શથી ઉત્પન્ન થયેલા માટે વાયુ પુત્ર નામ પડ્યું.

મહાવીર વિક્રમ વજ્ર અંગી,
કુમતિ નીવારણ સુમતી કે સંગી.

અર્થ:—મહાન યોદ્ધા, મજબૂત બાહુવાળા, વજ્રના અંગવાળા, દુર્બુદ્ધિને હઠાવનારા તથા સતબુદ્ધિને આપવાવાળા.

કંચનવર્ણ વિરાજીત વેસા,
કહાનન કુંડલ કુંચીત કેસા.

અર્થ:—જેના શરીરની આકૃતિ સુવર્ણ જેવી છે, જેના કાનમાં કુંડલ તથા મસ્તકે આંકડીયા વાળ છે.

હાથ વજ્ર ઔર ધ્વજા વિરાજે,
કાંધે મુંજ જનેઊ સાજે.

અર્થ:—જેના હાથમાં ગદા તથા ધ્વજા શોભી રહેલાં છે. ખભે દર્ભનું જનોઈ શોભી રહેલું છે.

શંકર વરદ કેસરી નંદન,
તેજ પ્રતાપ મહાજગ વંદન.

અર્થ:—શંકરના વરદાનથી કેશરીના પુત્ર બનેલા મહા-તેજવાન જગતને વંદનીય.

વિદ્યાવાન ગુણી અતી ચાતુર,
રામ કાજ કરીવેકો આતુર.

અર્થ:—વિદ્યાવાન, ગુણવાન તથા ચાતુર્યવાન, રામનું કાર્ય કરવાને સદાકાળ આતુરતાવાળા.

પ્રભુ ચરિત્ર સુનીવેકો રસીયા,
રામ લક્ષ્મણ સીતા મન વસીયા.

અર્થ:—શ્રી રામનાં ઉત્તમ ચરિત્રો સાંભળવાને આતુરતાવાળા અને રામ તથા લક્ષ્મણ, સીતાજી મનમાં વસેલા.

સુક્ષ્મ રૂપ ધરી સીયહીં દીખાવા,
વિકટ રૂપ ધરી લંક જરાવા.

અર્થ:—સીતાજીને શોધવા માટે લંકામાં ગયા ત્યારે નાનું રૂપ સીતાજીને બતાવ્યું હતું અને લંકા બાળી ત્યારે મહાન વિકાળરૂપ ધારણ કર્યું હતું.

ભીમ રૂપ ધરી અસુર સંહારે,
રામચંદ્ર કે કાજ સુધારે.

અર્થ:—વિકાળરૂપ ધરી રાક્ષસોને માર્યા અને એજ વિશાળ રૂપ વડે રામનાં કાર્યો કર્યાં.

લાય સજીવન લક્ષ્મણ જીવાયે,
શ્રી રઘુવીર હ્રદય બહુ ભાયે.

અર્થ:—લક્ષ્મણજીને મેઘનાદે, જ્યારે સાંગ મારી ત્યારે મુર્છા આવી ગઈ, તે મુર્છા વાળવાને દ્રોણાચળ પર્વત ઉપર સુવેલ વૈદ્ય ઔષધી લેવા માટે મોકલ્યા. તે પોતે નહી ઓળખી શકવાથી તે ઔષધીવાળી આખી જગ્યાનેજ ઉપાડી લાવ્યા. આ કારણથી રામચંદ્રજીને બહુ પ્યારા લાગ્યા.

રઘુપતી કીની બહુત બડાઇ,
તુમ મમ પ્રીય ભરત સમ ભાઇ.

**અર્થ**:—ડહાપણ ભરેલાં કામો જોઇને શ્રીરામે બહુત પ્રસંશા કરી અને ભરત સમાન ભાઇ માન્યા. કેમકે ભરત રામના અનન્ય સેવક હતા જેથી ભરતની સમાન ગણ્યા.

સહસ્ત્ર વદન તુમારો યશ ગાવે,
અશ કહી શ્રીપતી કંઠ લગાવે.

**અર્થ**—હજાર મુખવાળા શેષજી પણ તમારા ગુણ ગાશે એમ કહી શ્રીરામે કંઠે લગાવ્યા.

સનકાદીક બ્રહ્માદી મુનીશા.
નારદ શારદ સહસ્ત્ર અહીશા.

**અર્થ**:—સનક આદિ મુનીઓ બ્રહ્મા આદિ દેવો, શેષ અને શારદા એ તમામ તમારા ગુણોનું વર્ણન કરશે.

યમ કુબેર દીગપાલ જહાંતે,
કવિ કોવિદ કહી શકે કહાંતે.

**અર્થ**:—યમકુબેર અને દીગપાલો સુધી તમારા યશ ગાય છે, તો કવી અને વિદ્વાનો તમારા યશનું શું વર્ણન કરી શકે.

તુમ ઉપકાર સુગ્રીવ હી કીન્હા,
રામ મીલાય રાજ્ય પદ દીન્હા.

**અર્થ**—તમોએ સુગ્રીવના ઉપર એટલો બધો ઉપકાર કર્યો કે રામ મેળવી આપ્યા અને કીષ્કીંધાનું રાજ્ય પણ અપાવ્યું.

તુમારો મંત્ર વીભીષણ માના,
લંકેશ્વર ભયે સબ જગ જાના.

**અર્થ**:—તમો પ્રથમ લંકામાં ગયા અને સત્સંગ વીભીષણ

સાથે થયો તેમાંથી તમારો ઉપદેશ માની લીધો કે, મનસા, વાચા, કર્મણા, અનન્યરામના દાસ બનો. તે પ્રમાણે તેણે કરવાથી લંકાનો રાજા થયો તે આખું જગત જાણે છે.

જુગ સહસ્ર યોજન જો ભાનુ,
લીલા તાહી મધુર ફલ જાનુ.

અર્થ:—હજારો યોજનની ઉંચાઇવાળો સૂર્ય ઉદય થતાં મધુરૂં ફળ જાણી પોતાની માતાના ખોળમાંથી કુદકો મારી વળગી પડયા હતા.

પ્રભુ મુદ્રિકા મેલી મુખમાંહી,
જલધી લાંઘી ગએ અચરજ નાહી.

અર્થ:—પ્રભુની આપેલી મુદ્રિકા (વીંટી) મુખમાં મુકી સમુદ્ર ઓળંગી લંકામાં ગયા અને તે નીશાનીરૂપ વીંટી સીતાજીને બતાવી.

દૂર્ગમ કાજ જગતકે જે તે,
સુગમ અનુગ્રહ તુમરે તે તે.

અર્થ:—આ જગતનાં જે કઠીનમાં કઠીન કાર્યો હોય છે, તે પણ તમારી કૃપાથી સુગમ થઇ જાય છે.

રામ દુવારે તુમ રખવારે,
હોત ન આજ્ઞા બીનું પૈસારે.

અર્થ:—રામના તમો મુખ્ય દ્વારપાળ છો, જેથી તમારી આજ્ઞા સીવાય પેસવાનો અધિકાર નથી.

સબ સુખ લહે તુમારી શરના,
તુમ રક્ષક કાહુ કો ડરના.

અર્થ:—મન, વાણી અને શરીરથી જે તમારૂં શરણુ લે છે તેની તમો હરદમ રક્ષા કરો છો પછી તેને ડર શાનો હોય.

અપના તેજ સમારાં આપેં,
તીનો લોક હાંક તે કાંપે.

અર્થ:—પોતાના કર્તવ્યો વડેજ પોતાની ખ્યાતી વધારવાવાળા છો, તમારી હાક માત્રથી ત્રણેલોક આકાશ, પૃથ્વી અને પાતાળ કંપી ઉઠે છે.

ભુત પિશાચ નીકટ નહીં આવૈ,
મહાવીર જબ નામ સુનાવૈ.

અર્થ:—મહાવીર એ નામ સાંભળતાંજ ભુત, પિશાચ આદિક ભાગી જાય છે.

નાસે રોગ હરે સબ પીરા,
જપત નીરંતર હનુંમંત વીરા.

અર્થ:—શ્રદ્ધાપુર્વક જો હનુમાન મહાવીરનું નામ જપે તો આધ્યાત્મિક, આધિદૈવિક, અને અધિભૈતિક એ ત્રણે તાપ ટળી જાય છે.

સંકટ સે હનુમાન છુડાવૈ,
મન કર્મ બચન ધ્યાન જો લાવૈ.

અર્થ:—મન, વાણી ને શરીરથી જો તમારૂં ધ્યાન કરવામાં આવે તો ગમે તેવા સંકટમાંથી પણ સાધક છુટી જાય છે.

સબ પર રામ તપસ્વી રાજા,
તીનકે કાજ સકલ તુમ સાજા.

અર્થ:—સર્વ રાજાના શીરોમણી રામરાજાનાં તપસ્વીપણામાં તમામ કાર્યો તમોએ સુધાર્યાં છે.

ઔર મનોરથ જો કોઇ લાવૈ,
તાસુ અમીત જીવન ફળ પાવૈ.

અર્થ:—શુભ મનોરથો જો મન સાથે બાંધી તમારી ઉપાસના કરે, તો જીવનનું અનંત ઘણું સુખ પ્રાપ્ત થાય છે.

ચારાં યુગ પરતાપ તુમારા,
હૈ પરસીધ જગત ઉજીઆરા.

**અર્થ**:—સતયુગ, ત્રેતાયુગ, દ્વાપર, કળયુગ, એ ચારે યુગોમાં તમારો પ્રતાપ બ્રહ્મચર્યપણાનો ફેલાયેલો છે.

સાધુ સંતકે તુમ રખવારે,
અસુર નીકંદન રામ દુલારે.

**અર્થ**:—સંતસાધુના સહાયક અને અસુરોનો નાશ કરવાવાળા રામના પ્યારા છો.

અષ્ટ સિદ્ધિ નવનીધી કે દાતા,
અસ વરદીન્હ જાનકી માતા.

**અર્થ**:—સીતા માતાના વરદાનથી આઠ પ્રકારની સીદ્ધિ અને નવ પ્રકારની નીધી આપવાવાળા છો.

રામ રસાયન તુમરે પાસા,
સદા તુમ રઘુપતિ કે દાસા.

**અર્થ**:—રામના ભજનરૂપી રસાયન તમારી પાસે છે અને રામના તમો અનન્ય દાસ છો.

તુમરે ભજન રામકો પાવૈ,
જન્મ જન્મ કે દુઃખ બીસરાવૈ.

**અર્થ**:—તમારા જેવું બ્રહ્મચર્ય વ્રત પાળી રામની અનન્ય ભક્તિ કરે તેના જન્મો જન્મનાં દુઃખ મટી જાય છે.

અંતકાળ રઘુવર પુરજાઇ,
જહાં જન્મ હરી ભક્ત કહાઇ.

**અર્થ**:—એવા તમારી ભક્તિ કરવાવાળા જીવો અંતકાળે શ્રી રઘુવીરના ચર્ણોનેજ પામે છે.

**ઔર દેવતા ચીત્ત ન ધર હી,**
**હનુમંત સેવ સકલ સુખ કરહી.**

**અર્થ**:—બીજા સર્વ દેવો પ્રત્યેની ભાવના છોડી તમારાજ નિયમો પાળી તન, મન, ધનથી તમારી સેવા કરે તો સર્વ વાતે સુખ પામે.

**સંકટ હરે મીટે સહુ પીરા,**
**જો સુમરે હનુમંત બલવીરા.**

**અર્થ**:—જો હનુમાનજીના બળનું તથા બ્રહ્મચર્યપણાનું ધ્યાન ધરી તે નીયમોનું પાલન કરી, મહાવીરનું સ્મરણ કરે તો તમામ પીડાઓ મટી જાય છે.

**જૈ જૈ જૈ હનુમાન ગુસાઇ,**
**કૃપા કરો ગુરૂદેવકી નાઇ.**

**અર્થ**:—હે મહાવીર બ્રહ્મચારી ગુરૂદેવ, કૃપા કરી અમોને આપના જ ગુણો આપી કૃતાર્થ કરો.

**જો યહ સત વાર પાઠ કરજોઇ,**
**છુટે બંધ મહાસુખ હોઇ.**

**અર્થ**:—આ ચાલીસ ચોપાઇઓનો પાઠ શ્રદ્ધાપુર્વક સો વાર સાત વાર અગર એકવાર પણ જે કરશે તો ગમે તેવા બંધનોમાંથી છુટીને મહાન સુખી થશે.

**જો યહ પઢે હનુમાન ચાલીસા,**
**હોઇહી સીધી સાખી ગૌરીશા.**

**અર્થ**:—સાધક ગમે તેવી સકામ ભાવના બાંધીને આ ટીકાવાળા ચાલીસાનો પાઠ કરશે તો જરૂર તેની કામના પૂર્ણ થશે.

**તુલસીદાસ સદા હરી ચેરા,**
**કીજે દાસ હૃદયમેં ડેરા.**

**અર્થ:**—તુલસીદાસજી કહે છે કે–હું સદાય હરીનો બાળક છું માટે આ દાસના હૃદયરૂપી મંદીરમાં સદાકાળ બીરાજી રહો.

**પવન તનય સંકટ હરણ મંગલ મુરતી રૂપ,**
**રામ લક્ષ્મણ સીતા સહીત હૃદય બસો સુર ભુપ.**

**અર્થ:**—હે પવનપુત્ર! સંકટ હરનારા મંગલરૂપ અમારા હૃદય કમળમાં રામ, લક્ષ્મણ, સીતા, સહીત, દેવોના રાજા સદાકાળ બીરાજી રહો.



# શ્રી હનુમાનજીની સ્તુતિ.

છંદ તાલ ભુજંગી.

જય અંજની સુત મહાવીર સ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશનામી;
દયાળુ તમો સર્વનાં દુઃખ ટાળો,
અતિ રંક હું દાસ તો છું તમારો. ૧

તમોને અતિ પ્રેમથી પાય લાગું,
પ્રભુ ભક્તિ ઘો શુભ આશિષ માગું;
વસો અંતરે દઇ સારા વિચારો. અતિ. ૨

કીધાં કામ શ્રી રામનાં હેત ધારી,
ગીરી દ્રોણુને લાવીયા આપ ભારી;
કદી રામનું નામ તો ના વિસારો. અતિ. ૩

કદી ભુત પિશાચ તો પાસ ન આવે,
તમારૂં સદા નામ જો કોઈ ગાવે;
તમો સંકટો સર્વ કેરાં નિવારો. અતિ. ૪

સદા સંત સાધુ તણા સાયકારી,
રિદ્ધિ સિદ્ધિ સાથે રહે છે તમારી;
કરો છો ઘણાને તમે ઉપકારો. અતિ. ૫

અતિ બુદ્ધિ ને ચાતુરી છે તમારી,
કહે શું કવિ એક મુખે ઉચ્ચારી;
કરો રંક ને રાય જો દીલ ધારો. અતિ. ૬

સંવત ઓગણીસો એકાસીની સાલે,
કરી વિનતી દાસ ગણુપતલાલે;
મુને બાળ જાણી સ્તુતિ આ સ્વીકારો. અતિ. ૭

શ્રી.



# શ્રી સૂર્યદેવની પ્રાર્થના.



## ભુજંગી છંદ.

નમું આજ આદિત્યને હાથ જોડી,
પ્રભુ કર્મના બંધન નાંખ તોડી. ૧

રવિ ભાવથી તુજને શીશ નામું,
કૃપા દૃષ્ટિથી જો મુજ રંક સામું. ૨

કરૂં વિનંતી આજ હું શુદ્ધ થાવા,
ઊઠયું મનડું તાહરા ગુણ ગાવા. ૩

વદું નીર્મળી બુદ્ધિ પ્રેરીત વાણી,
તમે શુદ્ધ દ્યો અક્ષરો ભકત જાણી. ૪

અહો કેમ હું વર્ણવું વાત તારી,
રહ્યો માનવી અલ્પ, છે બુદ્ધિ મારી. ૫

બધા દેવજે ક્રોડ તેંત્રીશ માંહ્ય,
રવી તુજથી ઉપરી કોણ થાએ. ૬

મણી માત્રનાં તેજ તે તુંથી દીઝે,
નથી ઉપમાં જગતમાં તારી બીજે. ૭

સહુ તિર્થમાં શ્રેષ્ટ છે તેજ તારૂં,
નીહાળી થયું તુષ્ટ આ મન મારૂં. ૮
ધરાને નીભાવે તું આકાશવાશી,
નવે ખંડમાં તું રહયો છે પ્રકાશી. ૯
રવિ ઊગતે પદ્મના પુષ્પ પુટે,
ધરે ધ્યાન સૌ ધેનુનાં બંધ છુટે. ૧૦
પ્રભાતે સહુ કામ ધંધે ગુંથાયે,
મુની ભાનુ આરાધવા બેશી જાયે. ૧૧
ધરે ધ્યાન તારૂં જપે, મંત્ર માળા,
વદે સૂર્યના શ્લોક સરવે રસાળા. ૧૨
ટળે તાપ સંતાપ સૌ પાપ કાપે,
પ્રભુ ભકતને ઝટ તું મુક્તિ આપે. ૧૩
ધરા સુર્યનાં કીર્ણથી શુદ્ધ થાયે,
વળી વૃક્ષ ને પ્રાણિ સૌથી જીવાય. ૧૪
વિતે જામની ને ઉષા કાળ થાયે,
કરે પંખી કલ્લોલ ને ગીત ગાયે. ૧૫
વળી પંથીને તસ્કરની ભ્રાંતી ભાગે,
કરે કામ ને જગતના જીવ જાગે. ૧૬
સહુ દેવમાં દેવ આદિત્ય સાચો,
નહીં એ માહારાજ સંદેહ વાંચયો. ૧૭
નમે જગત આખું વળી વિશ્વ વેલી,
નમે પંડીતો મનના ગર્વ મેલી. ૧૮
નમે દેવતા દાનવો રંક રાય,
ગુણે વિષ્ણુ બ્રહ્મા તથા રૂદ્ર ગાય. ૧૯

પુલો ચંદને બોળી તુને વધાવે,
તેને યમના દુત પાસે ન આવે. ૨૦
ટળે દેહના દુઃખ દારીદ્ર જાય,
રવિ પુંજતા એટલું પુન્ય થાય. ૨૧
ધરા મેરૂ આકાશને સમ સીંધુ,
સહુમાં રહ્યો એક તું દીન બંધુ. ૨૨
ઘણું શું કહું ગુપ્ત છે વાત તારી,
રવિ પાઠ પુરાણ છે ગ્રંથ ભારી. ૨૩
કહું ટુંકમાં તે ઘણું માની લેજો,
ભવ સાગરે બુડતાં થોભ દેજો. ૨૪
રવિ તારણ કારણ વેદ વાંણી,
સદા શર્ણ રાખો મને દીન જાણી. ૨૫
મને તાહરા પુત્રની બીક ઝાઝી,
હુંતો શર્ણ આવ્યો થઇ મન રાજી. ૨૬
કરૂં યાચના ભાવથી આજ ભારી,
સહુ સંકટો નાથ નાંખો નીવારી. ૨૭
રવી ધર્મને કર્મનો તુજ સાક્ષી,
નહીં સાહ્ય કો મુજને તુજ પાખી. ૨૮
સદા દીન ઉગે વળી રાત આવે,
બધા ફેરફારો પ્રભુજી નીભાવે. ૨૯
પિતા સુર્ય ત્હારી સ્તુતી સુખકારી,
નિભાવો તમે જીવતાં જગતમાંહીં. ૩૦
વળી જીંદગીની પડે રાત જ્યારે,
પડું ઘોર નિંદ્રા મહીં ઠેઠ ત્યારે. ૩૧
રવિ તાહરા કીર્ણની દોરી ઝાલી,
હુંતો સુક્ષ્મ દેહે તહાં આવું ચાલી. ૩૨

સમાળી તું લેજે મને તારી દેહે,
નહીં જન્મને મૃત્યુના કષ્ટ રેહે. ૩૩
રવિ પાઠ સાચો ભણે ભાવ રાખી,
થસે ન્યાલ તે જગતના સુખ ચાખી. ૩૪
કહિ ક્ષત્રી શીખે રણક્ષેત્ર જીતે,
નહીં ત્રાસ પામે કદી યુદ્ધ વિષે. ૩૫
ચતુર્વેદનું પુન્ય તે વિપ્ર પામે,
વધે બ્રહ્મનું તેજ ને દુઃખ વામે. ૩૬
વૈશ્ય શુદ્ર જો ઊઠીને નીત્ય ગાયે,
તેના જન્મના દુઃખ દારીદ્ર જાયે. ૩૭
કૃપા માગવા આટલા છંદ ગાયા,
શીખે ગાય ને સાંભળે નિત્ય ડાહ્યા. ૩૮
ભણે દાસ વસંત એ દેવ એવો,
કોટી કર્મ છુટે જો આદિત્ય સેવો. ૩૯
મને જાતા કૈલાસમાં થોભ દેજો,
મુજ વાંક અનેકને સાંખી લેજો. ૪૦

